રૂપનાથદાસ કૃત.

# ઓધવજીના સંદેશા.



છપાવી પ્રસિદ્ધ કરનાર

શા. મંગળદાસ લલ્લુભાઇ નારણદાસ બુકસેલર.

લીમડાચોક—સુરત.

---

રત બરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી "અનાવિલ"
પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

---

આવૃત્તિ ૧ લી   સને ૧૯૨૩   પ્રત ૩૦૦૦

---

કીંમત ૦-૨-૦

# ઓધવજીનો સંદેશો



### ગરબી ૧ લી.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને,
મ્હાલા સમજે સુકી સંદેશા ભેજજો;
કાનુજી કુબડીરે આવડા ઘેલા થયા,
છળ કરીને છેતરીએ નહીં છેલજો. ઓ૦
આટલા દીવસરે એમ ન જાણતી,
ધુતારાના જાણ્યા સઘળા ઢંગ જો;
પાણીડાં પીને રે ઘર કેમ પુછીએ.
અણસમજણપણામાં કીધો એનો સંગ જો. ઓ૦
વેરી તો કીધાં રે વૃજના લોકને,
વ્હાલા કીધા ગીરધર ગોકુળનાથજો;
પુલડાની પેઠ રે હુ નવ ડુબતી.
શા માટે હરિ તજ્યો અમારો સાથજો. ઓ૦
દિવડીઓ કરનારે દુરથી આવતા.
વધે કરી હું ખલતી વારો વારજો;
એવી તો મથેરે મળતાં માવને,
જોગ અમને કહેવા નિલજ વાતજો, ઓ૦

અણુ તેડયાં જાતાં રે નંદને આંગણે,
વણુ કરાવ્યાં કરતાં ઘરના કામજો;
મોહનના મુખનાં રે લેતાં મીઠડાં.
પલકે પલકે હું કરતિ પ્રણામ જો. ઓ૦
માતાજી છાનારે મેવા લાવતા,
વાટકડામાં દેતાં ગવરી ગાય જો;
દુધે ને દહીંએ રે હરીને સિંચતાં,
હું જાણું કાંઇ જીવનુ મોટા થાય જો, ઓ૦
જમાડી જમતી રે જીવન પ્રાણને
પવન કરતી પેઢોડાડી પલંગ જો,
એવાં રે સુખડાં તે સ્વપ્ને નહી મા,
વેરી વિધાતાએ ખાળા લખ્યા અંક જો ઓ૦
આભુષણુ ધરતાં રે હરિને નવી બહુ,
શીશ મુગટ ને અંગે છે અનુપ જો;
રાજહંસની ગતરે પ્રભુજી ચાલતા
નખશિખ સુધી નીરખું નટવર રૂપને ઓ૦
દુખડાંની વાતોરે કયાં જઇ દાખવું,
કહું તો ખરી પણ કહ્યું ન માને કોયજો:
કુવાની છાયારે કુવામાં સમી.
ચોરતણી મા કોઠીમાં પેસી રોયજો ઓ૦
અવગુણીયા અમારા હરિના ગુણ ઘણા,

કહો કેમ કીજે વડા સંગાથે વેર જો.
જગનાથના સ્વામીરે સત કરી માનજો,
મળવા આવો મુકીને મરજાદ જો. ઓ૦

---

## ગરબી ૨ જી

---

ઓધવજી માધવરે મેહેલી કેમ ગયા,
કેહોને વીરા શો છે અમારો વાંક જો;
નમેરા થયા રે નંદના લાલજી
રણ વગડમાં રોતી મેલ્યા રાંકજો. ઓ૦
ધીરજની વાતો રે ઘરથી સાંભળો;
પહેલી પીતે અમારા પ્રાણ જો;
કાળજડામાં છેદ્યાં રે ભીતર ભેદીયાં,
મરમ કરીને માર્યાં મોહના બાણ જો. ઓ૦
ખાધાં ને પીધાં રે ખરચ્યાં વાવર્યાં,
અને અમારે અનુવેચ્યા ભીરાત જો;
લાજ તો લોપી રે દુનિયાના લોકની,
મોહન માટે તજ્યા કુટુંબને જાતજો. ઓ૦
વલોણું વલોવતી હું તો ત્યાં ગઈ,

કહેતી હું તો જાગો જસોદા માત જો;
મહીડાંને મસે મળતી મહારાજને,
તેને મશે કરતી વળી હું વાતજો. ઓ૦
પ્રભાતે પાણી તે જમુના હું જતી,
શેરડીયોમાં સામા મળતા સ્યામ જો;
અલબેલો કરતો રે અમશુ અતિ ઘણા,
જુઠા ઝગડા જોતું બધું ગામ જો. ઓ૦
ઉઘાડો રમતો રે મહારે આંગણે,
છોકરડામાં માગી પીતો છાશ જો;
માખણને મસે રે મચકે નાચતો,
અલબેલાની મોટી અમને આશ જો. ઓ૦

મેળાવો કરતો રે ઝાઝાં માંકડાં,
સુનાં ઘરમાં જઈને કરતો સાન જો;
બાળકડાં બીજાં એ અવસરે આવતાં,
દહી ગોરસડાં પીતો સઉ કાન જો. ઓ૦

મોભારે ચઢયો રે માખણ ચોરતો,
દાઢ લઈને કરવા રમતની રેલ જો;
લાખેણી લીલા રે એવી લાલની,
ખાંતે કરીને ખેલે નવલા ખેલ જો. ઓ૦
વિસ્તારી વાતે રે કીજે કેટલી,
સાંભળતામાં થાય ઘણો સંતાપ જો;

રઘુનાથના સ્વામીને સરવે સાંભરે;
તમે તમારૂં જુવો વિચારી આપજો. ઓ૦

---

## ગરબી ૩.

---

ઓધવજી અબળા તે સાધન શું કરે,
વાલા વિના વડેની પ્રગટી આગ જો;
સંદેશો લાવ્યા રે જુઠા જોગનો,
નથી અમારા હાડમા ઉપર ડામજો. ઓ૦
જોગીડાં થઈ એ તો જુગમાં લાજીએ,
ભોગીડાં કેમ ધરીએ ભગવા ભેખજો;
વિશ્વાસે વરતું છું વાલમ આવશે,
અંતર માંહી ઉંડી રંગની રેલ જો. ઓ૦
જંગમનિ જુગતી તો સરવે જાણીએ,
સમીપ રહે પણ શરીરનો નહી સંગજો;
એકાંતે વસવું રે એક આસને,
ભેદ પડે તો થાય ભજનમાં ભંગજો. ઓ૦
કુબ્જિએ લીધાનું ફળ જો પામીયે,
કંસ તજીને હલ કરીએ હરવેશ જો;

દિવા નહી દેખેરે દાસ દેદારને,
પોકારીએ શું પ્રભુજી નથી પરદેશજો. ઓ૦
સન્યાસી થઈએ તો સુખડાં સાંભરે,
વસ્ત્ર તજીને પુરો વનમાં વાસજો,
પ્રીતલડી વીનાતો પ્રભુજી નહી મળે;
દેહી દમવુનાં દુખડાં બારે માસજો, ઓ૦
જધને ન જાણેરે સાચા જીવને
જતી ખરા જે જાણે જીવની જાતજો;
અલબેલો ઉવેખી નહિ થઉં આરજો,
ભુલુ નહી કાંઈ દેખી નવલી ભાંતજો.
બ્રાહ્મણ તો જાણેરે સાચા બ્રહ્મને,
વિપ્ર વિવેકી વેદ તણું લે સાર જો.
રૂષિપત્નિ રિઝ્યાં રે હરી રંગને,
પ્રેમ ધરીને પુજ્યા નંદકુમારજો. ઓ૦
ખટ રે દરશન તો હું ખોળી વળી,
બાંધ્યું મારૂ મોહન ચરણે મન જો;
જ્ઞાનનું ગુહારથ મન ગમતુ નહી,
સુંદરવરને સુપ્યાં તન મન ધનજો. ઓ૦
સારૂં રે જાણે લો શે નથી શીખતા,
જપ તપ સાધન જોગ તમારા કામજો;
રત આવ્યા વિનારે વસ્તુ નહી આવે,

મધુકર એનો મથુરામાં હામ જો. ઓ૦
હરી પાસે હતું તે અમને આપીયું,
અમ પાસેથી ખરો પ્રેમની પોઠ જો;
કુબનાથના સ્વામીને કહેજો એટલું;
હેત હતું તે આવ્યું હૈયાનું હોઠજો. ઓ૦

---

## ગરબી ૪ થી.

---

ઓધવજી અમ સાથે રસિયો કૃષ્ણજી,
રીસાયા કેમ કહોને દીલની વાતજો;
આંકીને ઘુટી તો અમે નવ જાણીએ,
મોહનજીના મનમાં મોટી ઘાતજો. ઓ૦
લક્ષણ સૌ જાણ્યારે લોભી લાલના,
ગુણવંત છે પણ ગાયોનો ગોવાળ જો,
આહીરડો શું જાણેરે રસની રીતડી,
કાનુડો કાંઈ કુંડા ચહાવે આળજો. ઓ૦
જીવન સંગે રમવા જોબન જાળવ્યાં,
બાળપણામાં ખાંતે કરતાં ખેલજો;
મનડાની વાતોરે સહુ મનમાં રહી.

મેલી ગયા કાંઇ દુઃખડા કેરી હેળજો. ઓ૦
વચને અમને વાહ્યાં રે એ વીઠલે.
વાટે જાતાં જુઠો દીધો કોલજો;
છોકરડે સરપેરે અમને છેતર્યાં,
તજી ગયા એ તસ્કરમાં શો તોલજો. ઓ૦
મહીયરીયે જાઉં તો મુજને ખીજવે,
સાસરિયામાં સાસુનો સંતાપજો;
નાહાની તે નણુદલરે બારે બોલટે
પુરણ લાગ્યા પાડોશણના પાપજો. ઓ૦
દુઃખડાંની વેળાજો સુખડાં સાંભરે,
અંત સમે તો કોઇ ન આવે કામજો;
સગપણ તો સોનુરે પીતળ પ્રીતડી,
બ્હાલપણામાં વેહેર કરી ગયા શામજો. ઓ૦

દયા ન આવીરે દીલથી ઉતરયાં.
દાસીનો તો દોષ ન જાણ્યો ક્યાંયજો,
પરમેશ્વર જાણીને પ્રીતે પુજતાં,
હરીજીને અમે હાથે કરતાં છાંયજો. ઓ૦

ભણકારા વાગે છે ભોજન પીરસતાં,
જમણ કરી જોઇએ હરીની વાટજો;
સાસુજી પુછેરે વહુઅર સાંભળો,
આનંદ કરતાં આવડો સો ઉચાટજો. ઓ૦

અવગુણને ગુણ સારે અબળા રાંકનો,
વાંક ઘણા પણ વિનતા અંગ શું વેરજો,
રગુનાથના સ્વામીને કેહેજો એટલું
ઘણી થઈ હવે પધારો પ્રભુ વેરજો. ઓ૦

---

## ગરબી ૫ મી.

---

ઓધવજી અલબેલો ક્યારે આવશે.
સાચું કહોને તમે સાધુજન જો;
માત પીતાને જોવાને મોકલ્યા હશે,
બીજુ એમને કોણછે આવજ વનજો; ઓ૦

સગાનું સગપણ તો સાચુ હેમ છે,
પ્રીતલડી તો પીતળ થઇને જાય જો;
પુરૂષ ને પ્રેમદાની સાથે પ્રીતડી.
ભમરને જેમ કમળનં કહેવાય જો ઓ૦

કટાક્ષના વચન તો કંઈ ખડપાય નહીં,
ઓધવજીને સંભળાવેછે સુખ જો;
એને કાજે અમે સરવે મેલીયાં;
એ તો અમને દેઇ ગયો છે દુખજો. ઓ૦

ચરીત્ર સંભારે સરવે ગોપીયો;
રડે ઘણું આંખે આંસુ ધારજો;
કામ કાજ ને લજ્જાયો સૌ લોપીયો,
પાતળીયાં શું હિડો પ્રેમ અપાર જો. ઓ૦
કદીએ સંભારે ગઉ ગોવાળને.
કદી સંભારે મા બાપનું ઘર જો;
કદીએ સંભારે અમને શામળો,
વિશેક વાતમાં જાહાં પડે અંતર જો. ઓ૦
કદીએ કૃષ્ણજી અહુાયાં આવશે,
આવી અમારાં ટાહુડાં કરશે તન જો;
સદા સુગંધી ભર્યાં ભુજ હરીતણા,
આવી અમારાં ફેરવશે વદન જો ઓ૦
સ્વામીનો સંદેશો કહુ તે સાંભળો,
હરી કહે હું તમથી નથી દુર જો;
પંચીકરણ પાંચેરે જેમ વ્યાપી રહ્યાં,
એમ હું તો સઘળે છું ભરપુરજો. ઓ૦
જુગત કરી જોસો તો પાસે પામશો.
દેહલડીમાં થાશે મુજ દરશનજો;
કૃપનાથના સ્વામીની વાતો સાંભળી,
કોઈ ગોપીઓના ઠરયા નહી મનજો. ઓ૦

---

## ગરબી ૬ ઠી.

ઓધવજી આવ્યારે વેગે વ્રજમાં,
મથુરાંથી મોકલીયા છે એમ જો;
વાલાને વાલાંરે વરજ આહિરડાં,
ગોપીજનો જોતા કારણ પ્રેમ જો. ઓ૦
ગોકુળની શોભા રે સુંદર શી કહું,
નેહે આવ્યા નંદજીને ભોવન જો;
પુરૂષોત્તમ જાણીને મળીયા પ્રેમશું;
પ્રીત કરીને કરાવ્યાં ભોજન જો. ઓ૦

કુશળતા પુછી રે વાસુદેવની
કુંવરનાં સંભાર્યાં સઘળાં કામજો;
જશોદા રૂવે ને સુખડાં શાંભળે,
જાદવે માધવનું કહ્યું ધામજો. ઓ૦

વાંસળી વલોણાં વાજે ઘણા;
ઘેર ઘેર ગાય ગોકુળીઆમાં ગીતજો;
અમંગળ ટળ્યા રે દશ દિશાતણા,
ત્રણ લોકને કરે છે પુન્ય નિત્ય જો ઓ૦
આંગણીયે આવીરે સરવે ગોપીયો.
રથ તે છુટચો દીઠો નંદને દ્વારજો;

અધરમી અક્રૂર તે એ આવ્યો હશે,
તે ઘોડાનો તે હશે અસ્વાર જો. ઓ૦
આપણા સ્વામીને તેડી ગયો.
ત્યાં જઈ એણે મરાવ્યો છે કંસ જો;
પ્રાણ લેઈ જઈને પાછો કેમ આવ્યો હશે,
માસીસો કરવા લેવા આવ્યાં માંસજો. ઓ૦
જમનામાં નાહીને એટલે આવીયા,
જુવતીયે તો જાણ્યા શ્રી ભગવાન જો;
રૂગનાથના સ્વામીના સેવક ઓળખ્યા,
અરસપરસ ત્યાં દીધા ઝાઝાં માનજો. ઓ૦

---

# બાર મહિના.

ઓધવજી માધવને કહેજો, મોહન મથુરામાં રહેજો;
દર્શન દાબીને દેજોરે ઓધવ માધવને૦ ૧
કારતક માસે કેમ ચાલે પ્રભુ તો પરઘરમાં માહાલે;
અમને કોણ સુખડા આલેરે, ઓધવ માધવને૦ ૨
માગશર મારૂં કુણ સંગી, રાત્યો કેમ જાયે રંગી;
સારૂં કીધું ત્રભંગી રે, ઓધવ માધવને૦ ૩
પોષે પ્રીતલડી તોડી, કાળી કુબજાશું જોડી;
એ તે છે કુની છોડી રે, ઓધવ માધવને૦ ૪

વસંત આવ્યો મહા માસે, હરિ તો પરનારી પાસે;
રહ્યા કુબ્જા ઘેર વાસે રે, ઓધવ માધવને૦ ૫
હોળી ફાગણમાં થઇ, રસિયો રહ્યા ત્યાં જઇ,
અહિયાં સમાણી સઇ રે, ઓધવ માધવને૦ ૬
ચૈત્ર માસે મનમાંહીયે, વાલાની વાટડીઓ જોઇએ.
હરી વીના હાર કુંને સે હિયેરે, ઓધવ માધવને૦ ૭
વૈશાખ થયાં છે તેને, રાંધી પીરસીએ કેને,
આને તો જમાડું એને રે, ઓધવ માધવને૦ ૮
જેઠે વહેલાણ થયું, અહીંયાં નવ જાયે રહ્યું;
કુંને કેમ જાયે કહ્યું રે, ઓધવ માધવને૦ ૯
મેહુલો અસાડે આવ્યો, સારી ઓમી લાવ્યો;
સખીયો સંદેશો કહવ્યોરે ઓધવ માધવને૦ ૧૦
શ્રાવણ વરસ્યો સારો, ગઉને થયા બહુ ચારો;
અમને શા સારૂ મારો રે, ઓધવ માધવને૦ ૧૧
ભદ્રો ભાદરવો ગાજે, મારી દેહલડી દાઝે,
બળી મરીશું આજે રે, ઓધવ માધવને૦ ૧૨
આસો માસે હરિ આવ્યાં મોહન સઘળાં સુખ લાવ્યાં;
રઘુનાથ જનને ઘણું ભાવ્યા રે, ઓધવ માધવને૦ ૧૩

સમાપ્ત.

# જાહેર ખબર.

| | |
|---|---|
| ભોજા ભગતના ચાબખા. | ૦-૨-૦ |
| પ્રભાતીયા. | ૦-૨-૦ |
| ભજનાવળી. | ૦-૨-૦ |
| શુકનાવળી. | ૦-૨-૦ |
| જાદુ પ્રયોગ. | ૦-૨-૦ |
| ધ્રુવ આખ્યાન. | ૦-૨-૦ |
| અરજુન ગીતા. | ૦-૨-૦ |
| વાલાજીના સલોકા. | ૦-૨-૦ |
| ઓધવજીનો સદેશો. | ૦-૨-૦ |
| શનીશ્ચરની કથા. | ૦-૨-૦ |
| ચોરનો ભાઈ ઘંટી ચોર. | ૦-૨-૦ |
| ભર્તહરી. | ૦-૨-૦ |
| રાણકદેવી. | ૦-૨-૦ |
| ચંદ્રહાસ. | ૦-૨-૦ |

એ સીવાય વાતો, નોવેલો, ભજનો, ગાયનો, ઉર્દુ કીસ્સા, ગઝલો, સ્કુલમાં ચાલતા તમામ જાતના પુસ્તકો અંગ્રેજી ગુજરાતી ડીક્ષનેરીઓ વીગેરે ઘણાજ કીફાયત ભાવે મળશે. બહારગામ વી. પી. થી મોકલવામાં આવશે.

**શા. લલ્લુભાઈ નારણદાસ બુકસેલર.**

**લીમડાચોક-સુરત.**

વહેલો તે પહેલો. [illegible] વહેલો તે પહેલો.

# ધી ફોનોગ્રાફ ગાયનમાળા

— અથવા —

# રેકર્ડ ગાયન સંગ્રહ.

**ભાગ ૧ થી ૮ સુધી કપલાટ ૨૦૦૦ ગાયનોનો**

મોટો સંગ્રહ છતાં કીંમત માત્ર ૩-૮-૦ પોસ્ટેજ જુદું

આ અમારૂં સ્પેશીયલ શીલેકશન ખાસ ચુંટી કાઢેલો સંગ્રહ, મુઠ્ઠી ભરીને રૂપીયા ખરચતાં એકઠા ન કરી શકાય તેટલા પ્રમાણનાં ગાયનો. એક એકથી ચડતી ચીજો આ શીલેકશન (સંગ્રહ) કચરાપટ્ટી નથી. એમાં પ્રખ્યાત નાટક માંહેલા જાણીતા અને માનીતા લોકપ્રિય ચુનંદા એકટરો ગાયેલા ગાયનો, પ્રખ્યાત ગવૈયાઓ અને ગાનારીઓના મીઠા કંઠ સ્વરમાંથી ગવાયલા દીલપસંદ રાગ રાગણી સાથેના ભરપૂર મધુર ગાયનો ભરેલા છે. માત્ર થોડીજ નકલો શીલકે છે. તાકીદે મંગાવો.

મળવાનું ઠેકાણું:-

**મેસર્સ લલ્લુભાઈ નારણદાસ એન્ડ સન્**

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ લીમડાચોક—સુરત.